જમણુ ઉપર સીધું ને પેટ ઉપર પાટલો.
લાદ દે, લદામન[1] દે, લાદનવાલા સંગ દે;
બેઠનેકું ટટ્ટુ દે, ઔર ઓઢનેકું પટ્ટુ[2] દે.
૧૫૩. સાસરા સુખ વાસરા, દો દિનકા આસરા.
૧૫૪. જે ગયા મરી તેની ખબર ન આવી ફરી.
જીવતાના સૌ સગા, મૂઆ એટલે તાંતો તૂટ્યો.
આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા.
સાંઈ ગયા સાથે સાંઈની શરમ પણ ગઈ.
૧૫૫. આંધળા સાથે બહેરું કુટાય.
આંધળો કહે ભીંત તો બહેરો કહે મસીદ.
મંગાવે સાવરણી તો લાવે સૂંથિયું.[3]
બહેરો કહે બૂમ પડી, આંધળો કહે આવ્યા, નાગો કહે લૂંટ્યા. દળી ઊઠી તો કહે દિલ્હી લૂંટી.
પંચાજી, પગે લાગું, તો કહે કપાસિયા.[4]
કાલાંની કચ ને બહેરાંનો ગ્રધડો પાર ન આવે.
૧૫૬. મેહ ને મહેમાન કેટલા દહાડા?
પહેલે દિવસ ઝબોળી, બીજે દિવસ ચોપડી, ત્રીજે દિવસ સુખતળી.
[મહેમાનને પહેલે દિવસે રોટલી ઘીમાં ઝબોળીને મૂકે, બીજે દિવસે સાદી અમથી ચોપડીને રોટલી મૂકે અને ત્રીજે દિવસે જોડામાં સુખતળી—ચામડાનો ટૂકડો હોય છે તેવી; અર્થાત્ કોરીકટ ચોપડ્યા વગર રોટલી મૂકે. મહેમાન બહુ રહે તેમ તેનું માન ઘટતું જાય.]

---

૧ લદામણુ—લાદવાનું ખર્ચ. ૨ પટ્ટ—ઓઢવાની બનાત.
૩ સૂંથિયું—ઘાસની મોટી ઈંઢોણી.
૪ પંચાજી કપાસિયા લઈને જતા હતા.

૧૫૭. કળ્યો કોયડો કોડીનો.
આઘેનાને તેડ તેડ, પાસેનાને છેડ છેડ.
ઘરકા પીરને તેલનો મલીદો.
ઘરકી મુરઘી દાલ બરાબર.
ઘરકા બમ્મન બેલ બરાબર. ગોલાને દરબાર ઢીંચણ સમો.×
રોજ કરે આવજાવ, તેનો કોઈ ન પૂછે ભાવ.
ઘરનો માણસ, ઘરનો ગોર ને ગામનું તીર્થ; એ ત્રણેના સરે ના અર્થ.
૧૫૮. એની આંખમાં શનૈશ્વર છે.*
પારકે દુઃખે સુખિયા, પારકે સુખે દુખિયા.
૧૫૯. ટીપેથી બગડયું તે તળાવથી સુધરે નહિ.
લુટાયા પછી શો લો ?
આથમ્યા પછી અસૂરું શું?
કણકમાં પાણી પડયું તે પડયું.
વતું કરાવીને વાર પૂછવો.
બૂંદકી બિગડી હોજસે સુધરે નહિ.

[એક વખત બાદશાહ અત્તરિયા પાસે અત્તર લેતા હતા. એક ટીપુ જમીન પર પડી ગયેલું, તે આંગળીથી ઘસી તેમણે મૂછે ચોપડ્યું. દરબારમાં સૌને બાદશાહના આ વર્તનમાં અતિલોભ જણાયો. પરંતુ બાદશાહ સૌની મુખમુદ્રા પરથી તે વાત સમજી ગયો. પછી પોતાની પડેલી ખરાબ છાપ સુધારવા માટે તેણે શહેરના બધા અત્તરિયાને બોલાવી, બાટલા ને બાટલા અત્તર ખરીદી, હોજમાં રેડાવી, અત્તર લુંટાવ્યું; પણ તેથી દરબારીઓ પર તેને વિષે પડેલી છાપ ભુસાઈ નહિ.]

× દરબારમાં કામ કરતાં ગોલાને દરબારમાં જવું બહુ અઘરું ન લાગે. * અદેખો છે.

૧૬૦. મોવાળાનો શેરડો ન જાણે ને મારું નામ પગી.
અલ્પજ્ઞાન, અતિશય હોણ.
ઊંટવૈદું કરી જાણે ને વધ કહેવાયા.

[એક ઊંટને ઘાસનો ડૂચો ગોમાં ભરાઈ રહેલો, તેથી તે મરવા પડ્યું. એક સમજુ માણસે ખરું કારણ સમજી ઊંટના ગળા પર પાટુ મારી. ઘાસ નીકળી ગયું અને ઊંટને સારું થઈ ગયું. એક મૂર્ખ માણસે આ જોયેલું. તેની પડોશણ ડોસીના ગળામાં કંઠ ભરાઈ ગયેલો. તે મૂર્ખ માણસે તેને સાજી કરવા ડોસીના ગળા પર લાત મારી. ડોસી મરી ગઈ. હાટનો દાખલો લઈ તે વૈદ બન્યો માટે ઊંટવૈદ કહેવાયો.]

૧૬૧. જાગ્યા ત્યાંથી સવાર. ભૂલ્યા ત્યાંથી ફરી ગણો.
બેપ હાર્યા, કાંઈ ભવ નથી હાર્યા!
એક સ્વપ્ને કંઈ રાત વહી ગઈ છે?

૧૬૨. પીળું એટલું સોનું નહિ. ઊજળું એટલું દૂધ નહિ.
કાળા એટલા ભૂત નહિ. જનોઈ એટલા બ્રાહ્મણ નહિ.

૧૬૩. કીડી સોનૈયે ચઢી તે સોનું દેખે. વણજારાની મા ટાંડા દેખે.
ખાટચો ચોર પહાણા ઉપાડે.×

૧૬૪. કૂવામાં હોય તો હવાડામાં આવે.
પરણ્યે પાનેતર નહિ ને અધરણીમાં ચીર જોઈએ.
ખાટલે મોટી ખોડ કે પ્રથમ પાયો જ નહિ.

૧૬૫. દેશ તેવો વેષ. ગામ રીતે દિવાળી. મિયાંને ચાંદે ચાંદ.
૧૬૬. શેરને માથે સવાશેર. એકએકની ચોટલી મંતરે તેવા છે.
૧૬૭. માંખ મારે તે માણસ મારે. કોડીચોર તે પાડીચોર.

× એક વાર સફળ થયેલો ચોર પથ્થર પણ લે.

૧૬૮. શરીરે સુખી તે સુખી સર્વ વાતે.
હજાર ન્યામત એક તંદુરસ્તી.
તાજા ને કળંદર રાજા.
૧૬૯. પહોંચો મૂકીને હાથ ચાટવો.
માને મૂકીને મીનીને કોણ ધાવે ?
સુરાનેx પાની રહા, 'આબ આબ'÷ કરતે મર ગયા.
હાથ મૂકીને કોણી ચાટવી.
૧૭૦. ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો.
વાંદરો ને વળી વીંછી કરડ્યો. ઢેડને હવાલદારી મળી.
નકટીને સળેખમ થયું. ગધેડી ને ફૂલેકે ચઢી.
વાંદરાને નિસરણી મળી.
કારેલાંનો વેલો ને લીમડે ચઢ્યો. ૬
૧૭૧. સોનું ને તેમાં સુગંધ.
મોસાળ વિવાહ ને મા પીરસણે.
શંખ ને દૂધે ભર્યો. સિંહ ને પાંખાળો.
દૂધમાં સાકર ભળી.
૧૭૨. મારું મારું આગવું, તારું મારું સહિયારું.
પોતાનું રાખે ને પારકું તાકે.
પારકો માલ લુટાય ને બંદાનું દિલ દરિયાવ.
તું મારા મોંમાં આંગળી ઘાલ, હું તારી આંખમાં.*
૧૭૩. લાખના સવમા કરતાં ત્રાંબિયો રોકડો સારો.
આભ ખાઉં કે વાદળ ખાઉં ! કેળ લઉં કે લૂમ લઉં ! ૬)

x સરાને-ઓશીકે. ÷ આબ-પાણી.

બહુ કરે તે થોડાને માટે.

૧૭૪. ભલા કર ભલા હોયગા, સોદા કર નફા હોયગા.
અંતે ભલાનું ભલું થાય.
આંગળી ચીંધ્યાનું પણ પુણ્ય છે.

૧૭૫. રંગનાં કૂડાં ન હોય, ચટકાં હોય.
અતિશે વલોવ્યે ઝેર નીકળે. અતિશે તાણ્યે તૂટી જાય.

૧૭૬. માથું કાપીને પાઘડી બંધાવવી.
મોંમાં કોળિયો ને માથે ટૂંબો.

૧૭૭. અજવાળી તો યે રાત. છાશ મીઠી પણ કાંઈ દૂધ જેવી ?
ડહાપણ તો યે બાયડીનું. ડાહ્યું તોપણ પશુ.

૧૭૮. આડે રસ્તે જાય તે નક્કી ખત્તા ખાય.
અજાણ્યું ફળ ખાવું નહિ.
ભાંગે ધરી કે ઊલળે ગાડી.

૧૭૯. અજાણ્યું ને આંધળું બરાબર.
સો હોશિયાર ને એક વાકેફદાર.
સો જોષી ને એક ડોશી.

૧૮૦ રાંકને મળ્યો રૂવો, તે વાવ ખોદાવું કે કૂવો.
અણદીઠાનું દીઠું, તે માર મૂળાને મીઠું.
અનાજ પારકું પણ પેટ કાંઈ પારકું ?

૧૮૧. લાડી ને પાડી નીવડચે વખાણ.
અણવીંધ્યું મોતી નીવડચે વખાણ.
ચાક ઉપર પિંડો, તોલો ઊતરે કે તોલી.

૧૮૨. સોનાની કટારી કેડમાં બંધાય, કંઈ પેટમાં ખોસાય ?
લાડકાં છોકરાં ગાંઠિયાં.

જણી જાણ્યું પણ વણી જાણ્યું નહિ.
લૂખાં લાડ ને ભાચીએ ખાડ.
મોંએ ચઢાવ્યું છોકરું મોંમાં મૂતરે.

૧૮૩. અન્ન તેવા ઓડકાર.
અન્ન તેવું મન ને પાણી તેવી વાણી.
દેવતાના છોકરા કોયલા ને છોકરી રાખોડી.
દીવો અંધારું ખાય, તેનું છોકરું કાજળ.

૧૮૪. અન્નને ને દાંતને વેર છે.[1]
હનુમાન હડીઓ કાઢે ને ભૂત ભૂસકા મારે છે.
ભાયડો શું રળે કે રાંડ દળે?
ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે છે.
ઘરમાં ઘંટીને ઉપવાસ પડે છે.
મારવાડની માંગી.[2]
એ તલમાં તેલ નથી. ઝૂંપડામાં રહેનારને ઝૂંમણું[3] કેવું?
ચાર ખૂણે ચાર અગિયારશ ને વચ્ચે જન્માષ્ટમી રાસડા લે છે.

૧૮૫. એક નૂર આદમી, હજાર નૂર કપડાં;
લાખ નૂર જેવર,[4] કરોડ નૂર નખરાં.
લીંપ્યુંગૂંપ્યું આંગણું ને પહેરીઓઢી નાર.[5]

---

૧ બહુ જ ગરીબ છે.
૨ મારવાડમાં વારંવાર દુકાળ પડવાથી, ત્યાંના લોકો અનાજ માટે ગુજરાતમાં ઊતરી આવતા. તેઓને માંગી કહે છે.
૩ ઝૂમણું–સોનાનો ડોકમાં પહેરવાનો દાગીનો.
૪ જેવર–ઘરેણું. ૫ 'શોભે' અધ્યાહાર છે.

૧૮૬. ઊલટ આઈ દોડી, તો ક્યા મલાર ક્યા ગોડી.+
૧૮૭. ઓળખડી બે ય ચૂકી. ન રહ્યા ઘરના કે ન રહ્યા ઘાટના.
ન રહ્યા આ તડના કે ન રહ્યા પેલા તડના.
ધોબીનો કૂતરો નહિં ઘરનો કે નહિ ઘાટનો.
વંઠ્યું× દૂધ ઉકરડે નંખાય.
હગાણું નહિ ને ઘર રખાણું નહિ.

[એક હોશિયાર સુથારે એક સુંદર પલંગ બનાવ્યો. તેમાં કિનારની પૂતળીઓમાં એવાં યંત્ર ગોઠવેલાં કે રાતના ચાર પ્રહરને સમયે તે તે સમયને યોગ્ય રાગના સૂર તેમાંથી નીકળે. તે પલંગ તેણે રાજાને ભેટ આપ્યો. પ્રસન્ન થઈને રાજાએ તેને એક ગામ બક્ષિસમાં આપ્યું.

સુથારની આવી ચડતી જોઈ ગામના દરજીઓ ઈર્ષ્યાથી બળી ગયા. તેમણે બધાએ ભેગા થઈ એક વરસ મહેનત કરી રેશમી વસ્ત્રના કિનખાબના–મખમલના સુંદર તંબૂ–શમિયાણા બનાવ્યા અને તેને જરીની ઝાલર મૂકી તેમાં વેલ, ઝાડ, ફૂલ વગેરેની ભાત ભરી. પછી તંબૂ રાજાને ભેટ આપ્યા. રાજા ખુશ થઈ ગયો અને બોલ્યો: 'તમે માગો તે આપું.' એટલે મુખ્ય દરજી બોલ્યો: 'સુથારે બનાવેલા પલંગ પર બેસી અમારે હગવું છે.' વચનથી બંધાયેલા રાજાને તે કબૂલ રાખવું પડ્યું.

સુથારની આખી કોમને આથી અપમાન લાગ્યું. એટલે જ્યારે દરજી લોકો પલંગ પર બેસી મલત્યાગ કરતા હતા ત્યારે તેમણે એકઠા મળી દરજીવાડમાં દરજીલોકોનાં ઘર સળગાવ્યાં. રડતી–કકળતી દરજણો દરબારમાં આવી પહોંચી. અડધોપડધો મલત્યાગ કરેલા દરજી પોતાના ઘર હોલવવા દોડ્યા, પણ ઘણાંખરાં ઘર તો બળી ગયેલાં હતાં. તે પરથી ઉપરની આ કહેવત પ્રચલિત થઈ છે.]

+ ગોડી–એક રાગનું નામ. × વંઠ્યું–બગડેલું.

૧૮૮. બહુ ફૂલે તે કરમાવા. બહુ બહેકે તે મરવાને.
" સંનિપાતમાં તેજ દેખાય, તે મરણનો ઇશારો.
દીવો ઘેર જવાનો થાય ત્યારે વધારે તેજ કરે.
૧૮૯. પ્રભુ પાધરા તો વેરી આંધળા.
ભાગ્યશાળીને જંગલમાં મંગળ, નિર્ભાગીને વસ્તીમાં કડાકા.
જેને રામ રાખે તેને કોણ ચાખે?
ખુદા મહેરબાન, તો ગધ્ધા પહેલવાન.
સીધા હે રબ, તો જબ મારે સબ.
અલ્લા યાર હે તો બેડા પાર હે.
જિસકું રાખે સાંઈઆં, માર શકે ના કોઈ.
ભાગ્યશાળીને ભૂત રળે.
જેને સહાય દીનાનાથ, તેથી કોણ ભીડે બાથ?
૧૯૦. બુઢ્ઢા જોગી સહેજે જતિ. આંધળું દળે કે ગાય.
ગમા ઢીલા થયા એટલે બંદા નેકબખ્ત. વૃદ્ધા નારી પ્રતિવ્રતા.
ન મળી નારી એટલે સહેજે બાવા બ્રહ્મચારી.
ઢીલા એટલા લીલા.
જે થાય માવડિયું, તેને ન મળે કાવડિયું.×
૧૯૧. ભર્યો ચરુમાંથી દાણો ચાંપી જોવાય.
• અંગૂઠા પ્રમાણે રાવણ.
કાકા દીઠે કુટુંબ દીઠું ને મામા દીઠે મોસાળ દીઠું.
૧૯૨. ચંચલની આંખ કહી દે. એની શિકલ જ કહી આપે છે.
૧૯૩. છીલે બળિયો ને કામે ગળિયો.

× કાવડિયું–પહેલાં પૈસા ઉપર કાવડ અથવા ત્રાજવાની છાપ હતી, માટે તેનું નામ આપેલું.

વાઢી આંગળી ઉપર મૂતરે નહિ તેવો છે.
લાકડાની તલવારે ખાવું. મોતીએ ચોક પૂરવા.
આખુનજી લાકડાં તોડશો, તો કહે વો કાફરકા કામ.
આખુનજી ખીચડી ખાશો, તો કહે બિસ્મિલ્લાહ.
સવાલ : કમાડ પૂંઠે કોણ?
જવાબ : વહુ બિચારાં.
સવાલ : શું ખાય?
જવાબ : તો કહે ત્રણ તગારાં, કામ કરવાને
'ના' બિચારાં, શેખાઈ કરવા 'હા' બિચારાં.

૧૯૪. ઘાંચીનો બળદ આખો દહાડો ફર્યો, પણ ઠેરનો ઠેર.
કાકા પરણ્યા ને ફોઈ રાંડયાં. કાંત્યું પીંજ્યું રૂ ને રૂ.
આખી રાત દળીદળીને ઢાંકણીમાં ઉઘરાવ્યું.*
આડાઅવળા ને આશીર્વાદ.
આખી રાત રોઈ ને એક ડોસી મૂઈ.
હરિભાઈ વડોદિયું. હીરો ઘોઘે જઈ આવ્યો.
સાસુ મૂઆં ને વહુએ જણ્યું, ઘરમાં ત્રણનાં ત્રણ.
લીમડે ચઢયા ને પીપળે ચઢયા, પણ ઠેરના ઠેર.
મહેનત બરબાદ, ગુનાહ લાજમ.
વહેલા ઊઠયા ને ભૂલા પડયા.

૧૯૫. દળતાં ફાકયું તે લાભ. બળતામાંથી બૂકયું તે લાભ.
મરતાં રહ્યું તે ઘરડું ને ખાતાં રહ્યું તે બીજ.
આગ લગતે ઝૂંપડે, જે નીકળ્યું તે લાભ.

૧૯૬. પાણી પહેલાં મોજાં ઉતારવાં. મૂઆ પહેલાં પોક.

* ઉઘરાવ્યું—એકઠું કર્યું.

મૂળમાં માટી નહિ ને સાસરે સદેશો.
વિવાહ પહેલાં માંડવો.
ભેંશ ભાગોળે, છાશ છાગોળે ને ઘેર ધમાધમ.
ઘઉં ખેતમેં, બચ્ચા પેટમેં ને વસંતપાંચમનાં લગન લીધાં. પરણ્યા પહેલાં અઘરણી.

૧૯૭. સૂડી વચ્ચે સોપારી. ગળે ગાંઠ ને મોઢે ડૂચો.
બેધારું ખડ્ગ.
કાશીનું કરવત જતાંય વહેરે ને આવતાંય વહેરે.
સાપે છછુંદર ગળી, મૂકે તો આંધળો થાય ને ગળે તો મરી જાય. આગળ સાપ ને પાછળ વાઘ.
બે પાંતીનું દુઃખ.
એક તરફ અર્ણવનાં નીર, એક તરફ ઝાડી ગંભીર.

૧૯૮. જોગી, ભોગી, વૈદ, રોગી, પૂંઠે ઘા.
ધાતરવાદી ભીખ માગે, એ ચાર મોળા ઘા.

૧૯૯. મહેતાજી મારે નહિ ને ભણાવે નહિ.
થાબડ થાબડ ભાણાં, ચોર માથે છાણાં.
પટેલિયાનું પંચ.
પાપડિયા પીર રીઝશો નહિ ને ખીજશો નહિ.[1]

૨૦૦. સમયને માન છે, પુરુષને નહિ.
આવતો દિવસ ઓળખવો.
સમે સમો બલવાન હે, નહિ પુરુષ બળવાન;
કાબે ગોપી લૂંટિયું, વ હી ધનુષ વ હી બાણ.

---

૧ એવી માન્યતા હતી કે તે રીઝે તો ખસખૂજલી થાય ને ખીજે તો તાવ આવે.

કયા કરે કિસ્મતકી બાત, મુરઘી ઉઠકે મારે લાત;
પઢ્યા ફારસી બેચે તેલ, દેખો યે કિસ્મતકા ખેલ.

૨૦૧. લાલા, લાખ ત્યારે સવા લાખ.
ગાડા ઉપર ગાંસડી, લાદી ઉપર પૂળો.
સાપના ભેળા વીંછીના પણ જાણવા. (મંત્ર)
નવ્વાણું ત્યારે પૂરા સો.
ઘા ભેગો ઘસરકો ને લીંટી ભેગો લસરકો.
સો મણ સૂંઠનું થશે ત્યારે અચ્છેર આદુંનું પણ થશે.
પાંચના ગોવાળ ત્યારે પચાસના યે ગોવાળ.
બહુ દુખિયાને દુઃખ નહિ ને બહુ ઋણિયાને ઋણ નહિ.
ખજૂરાનો એક પગ ભાગ્યો તો યે શું ને સાજો તો યે શું?
છડિયા પાછળ છોકરું.÷
રા, ઘા ને રીડિયો.×
આમે ત્યારે એટલું તો ધાંયજો જમે કેટલું?

[એક ઘરમાં બે જણ સાસુ ને વહુ બંને ખરાબ ચાલનાં હતાં. સાસુ સાથે એક છીપો હળેલો હતો અને વહુ સાથે ધાંયજો. પ્રસંગ આવ્યો, ત્યારે સાસુ બોલ્યાં: 'ઊડો વહુ લીંપો, બે બ્રાહ્મણ ને એક છીપો.' ત્યારે વહુએ જવાબ આપ્યો: 'આમે ત્યારે એટલું તો ધાંયજો જમે કેટલું?' અર્થાત્ આટલું વાવરીએ છીએ, ત્યારે થોડુંક વધારે. ધાંયજો જમીજમીને કેટલું જમવાનો છે? સાસુ સમજી ગયાં અને છીપો ને ધાંયજો બંને જમ્યા.]

૨૦૨. ભૂખી નોતરી ને કાખમાં ભાણું.

÷ ગાડાનું ભાડું એક છડિયાનું કર્યું હોય, તો પાછળ છોકરું મફત બેસે. × રીડિયો–બૂમ.

આટા તોલ કે ઠીકરી જલતી હૈ.
ગીની, મીની, દૂધ પીશો, તો કે સસણી રહી છું.
શેખમિયાં, ગિરાવશો, તો કે સાનક બગલમાં છે.
ડોશી, ડોશી નાતરે જશો, તો કે રેંટિયો ઉલાળીને જ બેઠી છું.
મહેમાન, માગણ ને મહીપતિ, ચોથી ઘરની નાર.
એ આપ્યા વિણ ખસે નહિ, કહે: 'લાવ ને લાવ.'

૨૦૩. ખીલા માટે ભીંત પાડવી. વાઘરી સારુ ભેંસ મારવી.
આગ લગાડી તાપણી કરવી.

૨૦૪. આટો વેચી ગાજર ખાવાં.
ઝાંઝર વેચી શેઠાણી કહેવરાવવું.
કંકણ વેચીને કાકી કહેવરાવવું. ટકો લે ને મહેતો કહે.[1]
કોળીનો વર હોંસીલો ને માથે પીંછાં ખોસેલો.[2]

૨૦૫. ગઈ ગુજરી સંભારવી નહિ.
આજની ઘડી ને કાલનો દહાડો.
ગુજર ગઈ ગુજરાન, ક્યા ઝૂંપડી ક્યા મેદાન!
ગઈ તિથિ જોષી યે ન વાંચે.

૨૦૬. મિયાં સુકાઈને સાલ થઈ ગયા છે.
આદાની સૂંઠ થઈ ગઈ છે.
હાડકાંનો માળો થઈ ગયો છે.
હાડચામડી વચ્ચે છેટું ભાગી ગયું છે.

---

૧ મહેતો એટલે દરબારી અધિકારી. ગામડાંમાં તેનો રોફ બહુ પડતો. ૨ છોગામાં પીછાં.

૨૦૭. આન ફરો, ભાઈ આન ફરો.
આવી ભરાણા, ભાઈ આવી ભરાણા.
નવડે પાંચડે પંચાણું, હેઠે આવ્યા તે કંચાણું.[1]
લીંકડી ખપેડે પડી છે.[2]
ચૂં કરો કે ચાં કરો, હવે તોલમાં આવ્યા છો.
હવે લાકડું લાગે ચઢયું છે.

૨૦૮. એ તો રેતીમાં નાવ ચલાવે છે. પહેલે પાને વેપાર.
ગાયના ભેંસ હેઠ ને ભેંસના બકરી હેઠ.
પૂંજી વગર પેઢી માંડવી.
ફોઈનું પલ્લું માસીને ને માસીનું પલ્લું ફોઈને.
આકાડોકાનો માંડવો રચવો.[3]
આકાડોકાની ગાલ્લી હાંકવી.

૨૦૯. પીરની માનતા મુજાવર વધારે.
શેઠનું માહાત્મ્ય ગુમાસ્તા વધારે.
દેવનું માહાત્મ્ય પૂજારી વધારે.

૨૧૦. દેશ ચાકરી ને પરદેશ ભીખ. ગાજે ત્યાં ગરાસ.
ખલે કોથળો ને દેશ મોકળો.
જ્યાં રોજગાર, ત્યાં ઘરબાર.

૨૧૧. આંખમાં કમળો હોય તે બધું પીળું દેખે. આપ તેવું જગ.
ગાંડાને મન દુનિયા ગાંડી.

---

૧ કંચાણું–દબાણમાં આવ્યા.
૨ નાસી છુટાય તેવું રહ્યું નથી.
૩ આકાડોકા–જારનાં સાંઠાની છાલ ઉતારી, અંદરના ગર્ભના કકડા કરી, તેમાં છાલની સળીઓ ખોસવી તે.

૨૧૨. આપ ભલા તો જગ ભલા. રાખપત તો રખાપત.
આપણે વેંત નમીએ, તો સામો હાથ નમે.
ઘરનો રોટલો બહાર ખાવો છે.
૨૧૩. આંખ મિચાણી કે નગરી લુંટાણી
મરનારને ઊચકનારની શી ફિકર?
મૂઆ પછવાડે માલ, ગોલણ મરજ× ગાડાં ભરે.
૨૧૪. ધીરીને માગે તેની અક્કલ જાય આઘે. જર કરાવે વેર.
ધનકા ધન ગયા, ઓર દોસ્તકા દોસ્ત ગયા.
૨૧૫. આપીશું, કંઈ ઘાલ્યા તો નથી.*
સોકે કિયે સાઠ, આધા ગયા નાઠ, દસ દેએંગે,
દસ દિલાએંગે, દસકા દેના ક્યા, દસકા લેના ક્યા?
૨૧૬. આભ ફાટ્યું ત્યાં ક્યાં થીંગડું દેવું?
પેટ ફાટ્યું, ત્યાં પાટો ક્યાં બાંધવો?
મધદરિયે બેડી,÷ ઊગર્યાનો આરો નહિ.
૨૧૭. ટાઢા પહોરની હિંગ મારવી. ખરે બપોરે તારા બતાવવા.
બાર મણનું કોળું ને તેર મણનું બી. ભીંડો મારવો.
એક પૂણી પડી, તેમાં બાર ગામ દબાઈ ગયાં.
બાર કોસનો માંડવો ને તેર કોસનો વાંસ.
આંધળા ચોરે ચાંદરડું દીઠું.
હથેળીમાં પરમેશ્વર દેખાડવા.
૨૧૮. રોયેથી કંઈ દહાડો વળે? રોયે કંઈ રાજ મળે?
આમે તોટો ને આમે તોટો, ખાને રાંડ ઘી ને રોટો.

× મર-ભલે. * લેણદાર તે માગવા આવે ત્યારે જવાબ.
÷ બેડી-વહાણ.

આમે દેવાળું ને આમે દેવાળુ, ત્યારે શું ચોળાનું વાળુ.
૨૧૯. રાત અંધારી ને તલ કાળા, લે વાણિયા તારા ને તારા.
અંધારાની ખાધી બે.
રાતે સાડલે રાંડ ને પારોર લઈ ગઈ ખાંડ.
સો મણ તેલે અંધારું.+
વળતાં વળી, તે લઈ ગઈ તેલની પળી.
૨૨૦. અંધેકી ગાવડી ને અલ્લા રખવાળ.
ચોરને ઉછેરવો પડે નહિ.
ઉઘાડે બારણે ધાડ નહિ ને ઉજ્જડ ગામે રાડ નહિ.
ખોટો રૂપિયો ખોવાય નહિ. ઉકરડાને વધતાં વાર નહિ.
ઢેડની છોડીનો કોઈ ધણી નહિ.
૨૨૧. મનમાં આવે તેમ બોલવું નહિ ને ભાવે તેટલું ખાવું નહિ.
અન્ન પારકું છે, કંઈ પેટ પારકું નથી.
૨૨૨. જ્યાં જાય ઊકો, ત્યાં સમુદર સૂકો.
આવ મારી કાણી, તું ક્યાંય ન સમાણી.
નામ લીધે પાપ જાય, કાળ પડચે જીવ જાય.
એનાં પગલાં જ એવાં છે કે જ્યાં જાય ત્યાં પાવન પટ.
૨૨૩. લાલાજીની જાનમાં ને ખાવુંપીવું કાનમાં.
લીલા લહેર ને ખાવાનાં ઘેર.
સાપેસાપ મળ્યા ને જીભના લબકારા.
ખાવાને ખોખાં ને પહેરવાનાં ચોખાં.
ખાનાપીના ખેરસલ્લા, ધીંગાણાં બહોત.
૨૨૪. સાઠી બુદ્ધિ નાઠી. ઘરડાં ને ઘેલાં.

+ કોઈ તેલ પૂરનાર નહિ.

પળિયેટ ને ચળિયેટ. (ચળેલ)
ઘડપણમાં લઘુ,[1] લાળ ને લવરી વધે.
૨૨૫. એઠાની ડાળ કાપવી નહિ. ખારા દરિયામાં મીઠી વીરડી!
આંખ કાણી કરવી, પણ દિશા કાણી કરવી નહિ.[2]
ખાવું તેનું ખોદવું નહિ. લૂણનો સાચો તેનો પ્રભુ રાચો.
૨૨૬. નાક વાઢીને અપશુકન કરવા. હું મરું પણ તને રાંડ કરું.
૨૨૭. પેટથી સૌ હેઠ. પહેલી પૂજા પેટની, પછી દેવની.
પેટ ભર્યું એટલે પાટણ ભર્યું.
આપ જમ્યા એટલે જગત જમ્યુ.
આંગળીથી નખ વેગળા એટલા વેગળા.
*સૌનો હાથ મોં ભણી વળે.
પેટ આગળ પેહુ તો જમવા કોને તેડું?
પહેલું પેટ ને પછી શેઠ.
૨૨૮. ગાં– તળે રેલો, વાત પડતી મેલો.[3]
૨૨૯. આંખના પાટા જેવો અળખામણો.
૨૩૦. પેટ કરાવે વેઠ. પેટ માટે લંકામાં જવું પડે.
સો મણની કોઠી ભરાય, પણ સવાશેરની કોઠીનું પૂરું થાય નહિ. પેટ પાપની ખાણ છે.
૨૩૧. આંગળી આપીએ તો પહોંચો પકડે.
બેસ કહેતાં સૂઈ જાય.
બાવાજી, નમોનારાયણ, તો કહે: 'તેરે ઘેર ધામા.'
હાથ આપીએ તો ગળું પકડે.

---

૧ લઘુ–લઘુશંકા. ૨ મિત્ર ગુમાવવો નહિ.
૩ જે દોષ પોતાને લાગુ પડે, તે બીજાનો કાઢવો નહિ.

કડિયો ને કોળ* ઘરમાં પેસે તે નીકળે નહિ. +
૨૩૨. ઇશ્કની આંખ કહી આપે. પ્રેમ આંખમાં ઝળકે.
૨૩૩. મોં જોઈને ટીલું કરવું. છાણના દેવને કપાસિયાની આંખો.
મોં જોઈને તમાચો મારવો. વેવાઈ તેવો વિવાહ.
મોચીના દેવને ખાસડાંનો હાર. ઊંટના મોંને ઝાંખરાં.
નકટીનો વર જોગી. હનુમાનને આકડો ને શંકરને બીલી.
૨૩૪. તનના રોગની દવા છે, મનના રોગની દવા નથી.
ઇશ્કના દરદીને ઓસડ નહિ.
બંધન તો પ્રેમનું ને બાણ તો કામનું.
ઇશ્કમાં ઘાયલ થઈ ફરે, તેને એકે મલમ કાર ન કરે.
૨૩૫. માંહેલા ગુણ મહાદેવજી જાણે! ઊજળે લૂગડે લખેસરી.
ઉપર હીરા ચકચકે, માંહે કીડા કચકચે.
ઉપરથી ઇંદરવરણાં, માંહે કડવું ઝેર.
ઉપરકી તો અચ્છી બની, ભીતરકી તો રામજી જાણે.
દેખનમેં ઢબુ, ચલનમેં સિરવાઈ.÷
૨૩૬. સડેલાને ચાંદું નહિ. ઘાંચીને લૂગડે ડાઘ નહિ.
કાળામાં મેશનો ડાઘ જણાય નહિ.
કુલિન લજ્જ્યો લાજે.
૨૩૭. સૌ ઊગતાને પૂજે. ઊભો શેઠિયો લાખનો, બેઠો કાખનો.
શેઠ બોલે તે સેવાવીશ.
બાળો રાજા સેવીએ ને વળતી લીજે છાંય.

---

* કોળ-ઉંદર. + કડિયો પણ ઘરમાં એક બારી કઢાવવા બોલાવ્યો હોય, તે કંઈ ને કંઈ નવું કામ કરવાનું કાઢે.
÷ સિરવાઈ-તદ્દન હલકો સિક્કો.

ચમત્કાર વગર નમસ્કાર નહિ.

૨૩૮. ઊંઘતો બોલે પણ જાગતો ન બોલે.
જાગતો મૂતરે તેનો શો ઉપાય?
તુમ બકતે હો, હમ સૂનતે હૈં.
એક કાને સાંભળું ને બીજે કાને કાઢી નાખું.
આંખ આડા કાન કરવા.

૨૩૯. કાકા મટી ભત્રીજા થવું.
ઘરધણી મટીને પડોશી થવું. શેઠ મટીને વાણોતર થવું.
ઘરધણી શિયાળિયાં.[1]

૨૪૦. ઊંટનાં અઢારે વાંકાં. એના સાંધા એટલા વાંધા.
શેઠ, વાળ ને દાંતરડાં એ ત્રણે ય વાંકાં

૨૪૧. દૂબળું ભૂત કુશકે રળિયાત.[2] કંગાલ કાકડીએ રાજી.
ભૂંડ કાદવે રાજી. કીડીને કોગળે પૂર
ભૂત બાકળે રાજી. ઢેડ ઢેખાળે રાજી.
કૂકડીનુ મોં ઢેકલે.[3]

૨૪૨. ઊંટે કર્યા ઢેકા, તો માણસે કર્યાં કાઠાં
ખુદાએ બનાવ્યા ઊંટ, તો માણસે બનાવ્યાં પેંગડાં.
હરાડી[4] ભેંસને ગળે ડેરો.[5]

૨૪૩. નાદાન પાસે છાની વાત, તે ધજા બાંધે.[6]
ફૂટેલા કુલ્લામાં ઘી ભરવું. ચારણીમાં પાણી ભરવું.
આઠે માણે[7] ભરવું.

૧ બહાર ભટકનાર. ૨ રળિયાત–રાજી. ૩ ઢેકામાં રાજી.
૪ હરાડી–ભટકેલ. ૫ ડેરો–ગળે બંધાતું લાકડું.
૬ બધે જાહેર કરે.
૭ માણો–દાણાના તોલ માટે નખના આકારનું દસશેરિયું માપ.

૨૪૪. મિયાં મહાદેવનો જોગ ન ખાય.
ઉંદર–બિલાડીનો મેળ. બારમો ચંદ્રમા.[1]
મોં દીઠું ગમે નહિ. આંખો વઢે.

૨૪૫. એકડાવગરનાં મીંડાં. વરવગરની જાન.
મીઠાવગરનો. સરદારવગરની ફોજ.

૨૪૬. એકથી બે ભલા. એકનું ઓસડ બે.
ચાર મળ્યા એટલે ચોરનો ભય ટળ્યો.

૨૪૭. કોડી ધોઈને કાદવ કાઢવો.
છાણમાં ઢેખાળો નાખીએ તો છંટાઈ મરીએ.
એઠને છેડીને ઉતાર જેવું થવું.
ભાંડે તે ભંડાય, નિંદે તે નિંદાય.

૨૪૮. વાત કરતાં ગળે પડવું. પરોણીને નાતરે દેવી.
બેઠાં બાઈ, તો કરો સગાઈ.
વાત કરનારીને વહેલમાં બેસાડવી.[2]

૨૪૯. હાટડી નાની ને હરકત ઘણી.
પૂંજીબાઈનો પરિવાર. ચકલી નાની ને ફડકો મોટો.
ખાનાપીના બેરસલ્લા, ધિંગાણાં બહોતેરાં.
ઘડીની નવરાશ નહિ ને પૈસાની પેદાશ નહિ.
વૈકુંઠ નાનું ને ભગતડાં બહુ.
ધંધો થોડો ને ધાંધલ ઘણી.

---

૧ જન્મકુંડળીમાં બારમે ખાને ચંદ્ર હોય, તો હાડોહાડ વેર કરાવે.

૨ કોઈ એક રસી બીજી એક સ્ત્રીના વેવિશાળની વાત કરવા આવે તેને જ પોતાની સ્ત્રી–પત્ની કરી લેવી.

કામમાં ને કામમાં, હડીઓ કાઢે ગામમાં.

૨૫૦. જેણે મૂકી લાજ, તેને નાનું સરખું રાજ.
જેણે રાખી લાજ, તેનું બગડયું કાજ.
[1]સનસમાં લેવાણો તે મૂઓ.
જેણે રાખી શરમ, તેનાં ફૂટ્યાં કરમ.

૨૫૧. આખું કોળું શાકમાં ન જાય.
એકદમ લાડવો ખવાય નહિ.
એક ઘાએ કૂવો ન ખોદાય.
કોળિયે કોળિયે આખું જમાય.

૨૫૨. એક દહાડે બે પર્વ. સાત વાર ને નવ તહેવાર.
દિવસના કલાક ચોવીસ ને કામ ચાલીસ કલાકનું.
એક શાંઠ ને સો સાંઠ. બાડા ગામમાં બે બારશ.

૨૫૩. દિવાળીનું દારૂખાનું ને પૈસામાં પલીતો.
એક દહાડાની શોભા ને જનમારાની ઓભા.[2]
કરે વરો ને ઊતરે બરો. શોભા એટલી ઓભા.

૨૫૪. નાને ભડકે દિવાળી ને મોટે ભડકે હોળી.
એક દીવે દીવો, ઘણે દીવે દિવાળી.
નાને જમણે જમણવાર, મોટે જમણે શંભુમેળો.

૨૫૫. વટલ્યો વટલાવે, બગડ્યો બગાડે.
જોગી વજીર, ત્યાં તૂંબડું રહે.
એક નકટો, સો નકટા કરે.

૨૫૬. એક નન્નો સો દુઃખને હણે.

---

૧ સનસ-શરમ, લાજ.
૨ ઓભા-મૂંઝવણ, ફિકર.

મગનું નામ મરી ન પાડીએ.

**નરો વા કુંજરો વા.**

[દ્રોણે યુધિષ્ઠિરને પૂછ્યું: 'મારો પુત્ર અશ્વત્થામા મરાયો તે વાત સાચી?' ત્યારે તેમણે જવાબ આપ્યો: 'હા.' અને પછી ધીમેથી ઉમેર્યું: 'નરો વા કુંજરો વા–માણસ કે હાથી, તે નક્કી નહિ.'-એટલે બેવડું બોલવું કે સંદિગ્ધ ભાષા વાપરવી.]

ફેરવી બાંધવામાં માલ છે.

[એક જમાદાર પોતાનો ખોવાયેલો ઘોડો શોધવા નીકળ્યા. રસ્તામાં બે વાણિયા મળ્યા. તેમને પૂછતાં, એક બિનઅનુભવી વાણિયો બોલ્યો: 'હા અમે જોયો. થોડેક દૂર નાસીને જાય છે.' એટલે જમાદાર આજ્ઞા કરતો હોય તેમ બોલ્યો: 'ચાલ બતાવ.' અનુભવી વાણિયાએ ધીરે રહીને કહ્યું: 'ફેરવી બાંધવામાં માલ છે' અર્થાત્ ફાળિયું કાઢી નાખીને ફરીથી જુદી રીતે બાંધવામાં ફાયદો છે. પેલો સમજી ગયો ને બોલ્યો: 'હા, હા, પેલો દોડચો જાય, માથે મોટાં શિંગડાં છે.' એટલે જમાદારે કહ્યું: કંઈ અક્કલ છે કે નહિ? ઘોડાને તે શિંગડાં હોય? એ તો ગાય કે ભેંસ હશે. એમ બોલી તે પોતાના ઘોડાની શોધમાં ચાલ્યો ગયો અને પેલા વાણિયાને સાથે દોડી જવાની મહેનત બચી ગઈ.]

૨૫૭. મિયાં બી નયા, ઔર કાયદા બી નયા.

૨૫૮. એક મ્યાન બે તલવાર.

શિયાળ તાણે સીમ ભણી ને કૂતરું તાણે ગામ ભણી.
જણજણનો જુદો મત, તેમાં જાય ઘરની પત.†

૨૫૯. બિલાડી એકવાર લાડવો લઈ જાય.

લુટાણા તે રસ્તે જવું નહિ.

---

† પત–આબરૂ.

એકવાર ખત્તા, બેવાર ખત્તા,[1] ત્રીજીવાર માદરબખ્તા.

૨૬૦. કાજીજી દૂબલે કયું, તો કહે સારે શહેરકી ફિકર.
પંચાતિયાનાં છોકરાં ભૂખે મરે.
દેશનું ડહોળે, તે ઘરનું બોળે.

૨૬૧. કાચા કાનનું, તે નહિ સાનનું.

૨૬૨. એની માએ સવાશેર સૂંઠ[2] ખાધી છે.
એની માએ શીરો ખાઈ હીરો જણ્યો છે.
એ તો ઊડતા પંખી પાડે તેવો છે.
આભને થોભ દે તેવો છે.

૨૬૩. મિયાં કયું રોતે હો, તો કહે, બંદેકી શિકલ એસી જ હે.
જબસેં આયે બાલ, તબસેં યહી હવાલ.
એરંડો ઊગે ત્યાંથી જ પોલો.
એ તો કોઈ દિવસ બેપાંદડે[3] થયા જ નથી.
શ્રાવણ ઊતરે નહિ ને ભાદરવો બેસે નહિ.

૨૬૪. એ તો પાનફૂલમાં ઊછર્યાં છે. ગર્ભશ્રીમંત છે.
'અસલ રેશમ છે.

૨૬૫. એ મંગાળે[4] મેશ વળવા દે તેવા નથી.
એ કોઈનું દળદર ફીટે તેવા નથી.
એના પગમાં ભમરો છે.
મંગળવારે માંડે ને આદિતવારે શંડે.

---

૧ ખત્તા-ભૂલ.
૨ પ્રસૂતિ વખતે જે સ્ત્રી સૂંઠ ખાય, તેની શક્તિ સારી રહે છે.
૩ દૂબળા જ રહે છે.
૪ મંગાળે-ચૂલો. એક જગ્યાએ સ્થિર રહે ને રસોઈ બનાવે તો જ ચૂલે મેશ બાઝે; અર્થાત્ અસ્થિર મનના છે.

એ સોમે સાજા ને મંગળે માંદા છે.

૨૬૬. શિયાવિયા થઈ ગયો છે. જાણે તેલમાં માખ ડૂબી
પોતિયાં બગડી જાય છે. છાશબાકળા થઈ ગયા
જીવ મૂઠીમાં આવી ગયો છે. મોં ઉપરં લોટ ઊડે

૨૬૭. ગામ ભાંગીને[1] ચોરાસી[2] કરવી.
એરણ ચોરી ને સોયનું દાન કરવું.
ભેંસ ચોરીને ખીલાનું દાન કરવું.

૨૬૮. એવો ભોળો કે મૂકી જાય ગાગર ને લઈ જાય ગોળે
બોર આપીને કલ્લીઓ કાઢી જાય.
સોય આપીને કોશ લઈ જાય.
લંગોટ દઈને પાઘડી લઈ લે.
કાલો થઈને કાંચળીમાં હાથ ઘાલે.

૨૬૯. ભૂંડામાં ભૂંડી ચાકરી પરાધીન સ્વપને સુખ નહિ
ખેતી સદા સુખ દેતી. ચાકરી સબસેં આકરી.
નોકર ખાય ઠોકર. દાસ તે સદા ઉદાસ.
ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ને કનિષ્ઠ ચાકરી.

૨૭૦. એની લાકડી ને એનો બરડો. એનું મોં ને એનું ખાસ
એની મોઈ ને એનો દાવ.

૨૭૧. કાળા દાંત ને કથીરનો ચૂડો, તું કરતાં મારે રંડાપો રૂ
ધણી રે ધણી, તારી ધમક ઘણી, લાવ્યો ત્યારે મૂળાની પા

૨૭૨. પાપનો ઘડો ફૂટ્યા વગર રહે નહિ.
પાપ પીપળે ચઢીને પોકારે.

૧ ભાંગીને–લૂંટીને. ૨ ચોરાસી–ચોરાસી નાતના બ્રાહ્મ

બહુચરાજીનો કૂકડો પેટમાં બોલે.

*[ એકવાર મુસલમાન બાદશાહની ફોજ ગુજરાતમાં બહુચર પાસે આવી ચડી. ત્યાં માતાજીના મંદિરમાં કૂકડા રમતા હત ફોજના માણસોએ તે ગામના લોકોએ ના પાડવા છતાં તેમનાં દિલ લાગણી દૂભવીને પણ માતાજીના કૂકડાને રસોઈમાં ખાધા. માતાજી કોપ થયો એટલે ખાધા પછી ત્રણચાર કલાકે તે કૂકડા તે સૈનિકો પેટમાં સજીવન થયા અને 'કૂકડેકૂક બોલવા લાગ્યા. આથી કેટલ બીન્યા, ઘણા માંદા પડ્યા અને કેટલાક મરી ગયા; અર્થાત્ પાપ નક વગર રહે નહિ. ]*

૨૭૩. કમજોર ને ગુસ્સા બહોત.
ખેંચ પકડ, મુજે જોર આતા હે.
મિયાં પડ્યા પણ ટંગડી× ઊંચી.
હેડમાં પગ ને મૂછે તાલ.

૨૭૪. મૂઠીએ ખસતું તો આવે હસતું.
સીધા રહી દૂધ ન પીએ, આડા રહી મૂતર પીએ.
થાકે ત્યારે પાકે. વાર્યું ન કરે, હાર્યું કરે.

૨૭૫. કમોસમનાં કંકોડાં સ્વાદ આપે નહિ.
હાથી રાજદરબારે શોભે.
નાતરામાં ધોળ નહિ ને ખીચડીમાં ગોળ નહિ.
વિવાહનાં ગીત વિવાહમાં ગવાય.

૨૭૬. કર્યું તેટલું કરવું મટયુ.
કૂકડમૂકડ કેટલો ભાર, તો કે એક ઉતાર.
કામ કર્યાં તેણે કામણ કર્યાં.

૨૭૭. છીંકતાં છીંડું પડે. તેરી ભેંસે મેરી ખીજાં પાડી.

× ટંગડી–ટાંગો, પગ.

કરવી ખેતી તો જોડ ગાડું, કરવી વઢવાડ તો બોલ આડું.
૨૭૮. ઊતર્યો અમલ કોડીનો. ખીલાને જોરે વાછડું કૂદે.
૨૭૯. ભલાની દુનિયા નથી. નમે તેને સૌ નમે.
મીઠા ઝાડનાં મૂળ સૌ ખોદે.
૨૮૦. કસાઈને ઘેર કુશળ, ધરમીને ઘેર ધાડ.
ગાંડાને ગામ, ડાહ્યાને ઠામ.
હલાલમાં હરકત, હરામમાં બરકત.[1]
જિસકી દાનત પાક, ઉસકે ઘરમેં ખાખ.
જિસકી દાનત ખોટી, ઉસકે ઘરમેં રોટી.
સતીને સાડી નહિ ને વેશ્યા પટકૂળ પહેરે.
૨૮૧. કહેતા બી દીવાના, સૂનતા બી દીવાના.
વાત સાંભળી તોલ કરવો.
વાત કાને આવ્યા ભેગી હડી[2] કરવી તે મૂર્ખાઈ.
૨૮૨. વાતે પાપડ, વાતે વડી, વાતે વહુ ગધેડે ચઢી.
વાતે પાડા ગાભણા કરવા. વાતનાં વડાં કરવાં.
વીસાશ્રીમાળીના વિચાર. બે મણ ઘી તાવડામાં બળી ગયું.[3]
૨૮૩. માંડવો બાંધવા સૌ આવે, છોડવા કોઈ ન આવે.
૨૮૪. કંકાસથી ગોળીનું પાણી ત્રાસે. કજિયાનું મોં કાળું.
૨૮૫. કાગડાની કોટે રતન. કાગડો દહીંથરું લઈ ગયો.[4]
ઉકરડે રતન.

---

૧ બરકત–સારું, ફાયદો. ૨ હડી કરવી–દોડવું.
૩ છતાં 'નાતમાં ખાજાં તળવાં છે' તેનો નિર્ણય ન કરી શક્યા.
૪ ખરાબ વર સારી અથવા રૂપાળી કન્યા લઈ જાય ત્યારે વપરાય છે.

૨૮૬. બિલાડીના પેટમાં ખીર રહે, તો એના પેટમાં વાત રહે
કાગડાની કોટે કંકોતરી. ચાડિયો ચોરે જઈ ચાડી કરે.
ઘાંચણને વાત કરી હોય તો તુરત ચંદરવો બાંધે.
એના પેટમાં તાંદળજો છજતો નથી.

૨૮૭. પાસો પડે તે દાવ ને રાજા બોલે તે ન્યાય.
ફાવ્યો વખણાય.
પડે પાસા ને જીતે ગમાર. કાજીની મારી હલાલ.

૨૮૮. ઊપજ્યું તેવું નીપજ્યું. તલ ખાધા ને ગાં– ચીકણી થઈ.
દાવ ઘોડો ને ચઢાવ વરઘોડો. ચઢ ચૂલા, ખાઉં.

૨૮૯. ઘર વ્યાજમાં ખોયું. વાછડી વરતમાં× ફૂલી.

૨૯૦. કાગનું બેસવું ને ડાળનુ પડવું. કાકતાલીય ન્યાય.
આંખ ફૂટનારી ને ઓંકો વાગનાર.
લાગનાર થાય ત્યારે ગેબની ગોળી લાગે.
આંધળાના ઘાથી કોઠું પડ્યું.
નાખે અવળા ને પડે સવળા.
આંધળાનો ઘા પાધરો આવ્યો.

[ટીડો કરીને એક જોષી હતો. તે સાસરે જવા નીકળ્યો. સસરાના ગામના પાદરે એક રખડતા બળદને તેણે ઝાડે બાંધ્યો. સાસરે ગયો ત્યારે સાસુ રસોડામાં રોટલા ઘડતી હતી. ઘરમાં તે વખતે બીજુ કોઈ હતું નહિ, એટલે તે છાનોમાનો ડેલીએ બેઠો. અંદર તાવડી પર રોટલો નખાતો હતો, તેનો અવાજ તે ગણતો હતો. રસોઈ પૂરી થઈ. જમવા બેઠો ત્યારે સાસુએ તેને નવ રોટલા પીરસ્યા. ટીડો બોલ્યો 'ટપ તેર ને નવ કાં?' અર્થાત્ રોટલાના

× વરત–ઢોર ચારનારને માસિક કે વાર્ષિક દાણા અથવા પૈસા આપવામા આવે છે તે.

તાવડી પર ટપકારા તો તેર થયા હતા ને તમે મને નવ જ રોટલા કેમ પીરસ્યા? સાસુ બોલ્યાં: 'ચૂપ, ચાર છાશમાં.' અર્થાત્ ચાર રોટલા પછી છાશમાં ખાવા આપીશ. હમણાં મૌન રહો.

જ્યારે તેનો પતિ ઘેર આવ્યો, ત્યારે તેણે તેને વાત કરી. 'માનો ન માનો. પણ જમાઈ પાસે જ્યોતિષવિદ્યાનું સારું જ્ઞાન છે.' સસરાએ ટીડાને પૂછ્યું: 'મારો બળદ ક્યાં જડશે? ખોવાઈ ગયો છે.' થોડીક ગણતરી કરતો હોય તેવો ડોળ કરી, ટીડો બોલ્યો: 'જુઓ, ગામને પાદર ઝાડે બાંધેલો છે.' બળદ તે પ્રમાણે જડ્યો. જોષીની ખ્યાતિ ગામમાં બહુ ફેલાઈ.

તે જ તાકડે તે ગામના રાજાનો હાર ખોવાયો હતો, એટલે તેણે ટીડા જોષીને બોલાવ્યા અને તે સંબંધી પ્રશ્ન પૂછ્યો. ટીડો કહે: 'તેના જવાબ માટે વખત જોઈશે.' જોષીને રાતે રાજમહેલમાં સુવાડ્યા. 'હવે મારું શું થશે' તે ચિંતામાં ને ચિંતામાં ટીડાને ઊંઘ ન આવી. મધરાત વીતી ગઈ, ત્યારે તે કંટાળીને બોલ્યો: 'નિંદરડી આવ, નિંદરડી આવ, નિંદરડી આવ.' હવે અકસ્માત એવો બન્યો કે નિંદરડી નામની દાસીએ તે હાર ચોર્યો હતો. તે ગભરાઈ ગઈ અને છાનીમાની જોષીની પાસે આવી હાર મૂકી ગઈ. સવારે જોષીએ રાજાને હાર આપ્યો. રાજાએ જોષીને સારું ઇનામ આપ્યું.

હવે રાજાને થયું કે ટીડાજોષીની વધારે પરીક્ષા કરવી જોઈએ. એટલે તેણે ટીડાને રોક્યો અને પોતાના હાથમાં ટીડને રાખીને જોષીને પૂછ્યું: 'બોલો, મારા હાથમાં શું હશે?' જોષી અકળાઈને બોલ્યા:

'ટપ ટપ કરતાં ગણી પોળી, કુંઅર ચાલતાં દીઠો ડોળી;
નિંદરડીએ આપ્યો હાર, મૂક રાજા ટીડાનો ખ્યાલ.'

અર્થાત્ તેણે જે રીતે પોળી (રોટલા), ડોળી (બળદ) અને હાર મેળવ્યાં હતાં તેની વિગત જણાવી, ટીડાનો (પોતાનો) ખ્યાલ–છાલ છોડવા કહ્યું. ભાગ્ય પાંશરું તે રાજા એવું સમજ્યો: 'મારા

હાથમાં જે ટીક ગે' રાખ્યું છે, તેને છોડી મૂકવાનું જોષી કહે છે.' રાજાએ જોષીને ખુશી થઈને ફરીથી બારે ઇનામ આપ્યું. આ રીતે ભાગ્યવશાત્ ટીકાજોષીનો–આંધળાનો મા બધો વખત પાધરો આવ્યો.]

૨૯૧. લાગ્યું તો તીર નીકર તુક્કો.
મારે તોપ, ખુદા સચ્ચા હે.
દરિયામેં હાટ, રખનેવાલા રામ હે.
સૂરદાસકી ટીકી, લગી તો લગી, નહિ તો રામધૂન મચાઈ હે.
બલે બીબી, માર ભૂસકો, બજાવ સિક્કો, બનતાં બને તે ખરી.
બેટા, ચડજા શૂળીએ.

[એક વાણિયાના ઘરમાં રાતે ચોર પેઠો. વાણિયાએ જાણ્યું. તેણે પોતાની સ્ત્રીને જગાડી કહ્યું: 'મ તાજીએ સ્વપ્નું આપ્યું છે. દીવો કર. આપણને દીકરો નથી, આજે આકાશમાંથી છોકરો ઊતરશે.' ચોરે સાંભળ્યું. તેણે મનમાં ધાર્યું: 'શેઠનો દીકરો બનીશ અને તેની સઘળી પૂંજી મને મળશે. ચોરી કરવી મટી જશે.' એમ ધારી તે થાંભલા પાછળ ભરાયો.

શેઠે દીવો ઊંચો કરી, સ્ત્રીને ચોર દેખાડતાં કહ્યું: 'જો, માતાજીની કેવી દયા છે? કશી યે ખોડખાંપણ નથી. તેને નાહવા માટે ઊનું પાણી કર ને ખાવા માટે લાપસી કર.' ચોરને નવરાવ્યો, ખવરાવ્યું ને પછી કસબી પાઘડી, અંગરખું ઘરેણાં, વીંટી વગેરે પહેરવા આપ્યું. સવાર થઈ ચોરને કપાળે કંકુનો ચાંલ્લો કર્યો ને શેઠ બોલ્યા: 'ચાલો દીકરા, દુકાને. તું તો હવે વાણિયાનો છોકરો થયો.' જે મળે તે પૂછે: 'આ કોણ છે?' શેઠ જવાબ આપે. 'મારો દીકરો, આકાશમાંથી આવ્યો. માતાજીએ આપ્યો.' એમ

કરતાં દુકાને આવી બેઠા. શેઠે ગુપ્ત રીતે પોલીસને ચોરની ખબર આપેલી. થોડો વખત થયો ને જમાદાર આવ્યા. જમાદારે શેઠને બધી વાત પૂછી. શેઠે તે જ પ્રમાણે જવાબ આપ્યો. જમાદારે પેલા શેઠના દીકરાને લાકડીનો ગોદો માર્યો. શેઠ કહે: 'જમાદાર સાહેબ, એવું શું કરો છો? ભાઈસા'બ, દીકરો છે. એને ગોદા શું કામ મારો છો?'

જમાદાર બંનેને લઈ આવ્યો, પહેલા પ્રમાણે જ જવાબ આપ્યો, એટલે ફોજદારે શેઠને મારવા લીધા. શેઠ કહે: 'સાહેબ, મને શું કરવા મારો છો? દીકરો છે, આપને ચાહે સો કરો.' ફોજદાર સમજ્યા. ચોરને શૂળીની સજા ફરમાવી. શેઠે તેને પોતાનું પ્રથમનું ધોતિયું પહેરવા આપ્યું અને પોતે આપેલાં બધાં કપડાં તથા ઘરેણાં લઈ લીધાં અને કહ્યું: 'એમાં ગભરાય છે શું? પરમેશ્વરનું નામ લઈને બેટા ચડજા શૂળીએ.']

૨૯૨. કાગનો વાઘ કરવો.* રજનું ગજ કરવું.
વાતનું વતેસર કરવું. રામમાંથી રામકહાણી કરવી.

૨૯૩. રાંકમાંથી રાજા કરવો. કીડીનો કુંજર કરવો.
પપ્પામાંથી પીરમહમ્મદ બનાવવો.

૨૯૪. કાગળની હાંડી ચૂલે ચઢે નહિ.
તૂંબડાં બાંધી દરિયો તરાય નહિ.
કાગળની કોથળીમાં લૂણ ભરાય નહિ.
કાગળની હોડીથી તરાય નહિ.

૨૯૫. ઘેલી સૌ પહેલી. ગામ કરતાં ઘાંચણ ઉતાવળી.
હોળીનું નળિયેર.

૨૯૬. સો કપૂતે બાપ વાંઝિયો. દી વાળે તે દીકરા.

* અતિશયોક્તિભરી વાત કે વર્તન કરવું.

છો વાળે તે છોકરા. એકે[1] ઊજળા, છત્રીસે ખેંગાર.[2]
એકે હજારાં સોએ બચારાં.
બાકર[3] બચ્ચાં લાખ, લાખે બિચારાં.
સિંહણ બચ્ચું એક, એકે હજારાં.
૨૯૭. એવો સાચો કે જ્યાં બોલે ત્યાં ખાય તમાચો.
સાચાબોલી સાસરે ન સમાય.
ડાકણને મોંએ ડાકણ ન કહેવાય.
'હે બાઈ બાડી, છાશ દેજે જાડી;'
'જેવી તારી વાણી, તેવું છાશમાં પાણી.'
૨૯૮. કાજીની કૂતરી મરી ગઈ ત્યારે 'આખું ગામ આભડયું,
કાજી મરી ગયા ત્યારે કોઈ નહિ. એ આંખની શરમ.
આંખની શરમ મટી એટલે યારી તૂટી.
૨૯૯. માણસ જોઈએ વસીને,[4] સોનું જોઈએ કસીને.
૩૦૦. ગૂમડું ફૂટયું ને વૈદ વેરી.
ગરજ સરી અમારી, શી પરવા તમારી?
કામ વખત કાકી, નીકર મૂકે હાંકી.
ગરજ સરી મેરી કે મા ફાડ તેરી.
વૈદ, ભૂવા ને ડાકલાંવાળા, આવે ચઢ્યા ને જાય પાળા.
જમતો પરોણો ભેંસ માને.

[એક જમતા પરોણા માટે ઘરધણીએ સ્ત્રીને દૂધ લાવવા કહ્યું. તે બોલી: 'ભેંસ વસૂકી ગઈ છે.' પરોણો બોલ્યો: 'મારે ત્યાં બહુ ભેંસો છે. જરૂર એક તમારે ત્યાં મોકલી આપીશ!' પરોણો ગયા પછી તે બધું જ ભૂલી ગયો. એ તો ગરજનો માર્યો બોલેલો.]

૧ એકે–એક સપૂતે. ૨ ખેંગાર–બળેલી ઈંટના રોડાં.
૩ બાકર–બકરી. ૪ વસીને–સાથે રહીને, સંગ કરીને.

ગરજકે વાસ્તે ખુદાકુ કુસલાતીથી ?

[એક ડોશીનો એકનો એક દીકરો માંદો પડ્યો. ઓસડથી આરામ ન થતાં, તેણે માનતા માની: 'ખુદા, મેરે બેટેકું આરામ કરે, તો આભ જિતની બડી રોટી ખુદાકું ચઢાઉંગી.' દીકરાને આરામ થયો. દીકરાએ કહ્યું: "આભ જિતની બડી રોટી માની હૈ, લેકિન રોટી પકાનેકું ઇત્તા બડા તવા કહાંસે લાવગી?' ડોશીએ કહ્યું: 'ગરજકે વાસ્તે મેં ખુદાકો કુસલાતી થી.']

૩૦૧. ગરજે ગધેડાને કાકો કહેવો પડે.
ગરજુ ગામનો ઓશિયાળો.
ગરજ બિચારી બાપડી ગરજે ગોથાં ખાય.
ગરજુ કુશકાથી સોંઘો. ગરજિયું ને દરિદ્રિયું.
ગરજવાનની અક્કલ જાય ને દરદવાનની શિકલ જાય.
કણકિયાની[1] બાયડી સૌની ઓશિયાળી.

૩૦૨. કાળા અક્ષરને કૂટી મારે એવો છે. કાળા કાળા મંકોડા.
પાટી ઉપર ધૂળ નાખી હોય ત્યારે ને?[2]
રાતી એટલી ઘિમેલો.[3]

૩૦૩. મરીને માળવો ન લેવાય. કંઈ ચૂલા ઉપર ચઢાય છે?
કંઈ ચાર હાથ થાય છે? આભને બાથ ભરાતી નથી.
કંઈ બે હાથે લાડવો ખવાય?[4]

૩૦૪. મારવો ઉંદર ને ખોદવો ડુંગર.
મારવી આંખ ને ચઢાવવી તોપ.

૩૦૫. કીડીને કણ, હાથીને હારો, હંસને મોતી ને દેડકાંને ગારો

૧ કણકિયો—કણક (લોટ) માગનાર બ્રાહ્મણ.
૨ અર્થાત્ અભણ છે. ૩ ઘિમેલો—એક જાતનાં જીવડાં છે.
૪ અર્થાત્ થતી હોય એટલી ઉતાવળ થાય.

પરમેશ્વર આપી જ રહે છે.
કીડીને કણ ને હાથીને મણ.

૩૦૬. મોંમાં આવ્યો કોળિયો પાછો જાય.
કાંઠે આવેલુ વહાણુ ડૂબ્યુ. હાથ આવેલી બાજી ગઈ.
ધાર્યું સોનું ધૂળ મળ્યુ. કરી કમાણી ખોઈ બેઠા.
છેડો સુધર્યો તેનું બધું સુધર્યું

૩૦૭. સૌ કીસબ[1] ચોર.
કામણ શીખવે, પણ વારણ[2] પોતાની પાસે રાખે.
તાળું બતાવે, પણ કૂંચી ક્રરસનજીને હાથ.

૩૦૮. કુંભાર કરતાં ગધેડા ડાહ્યાં. શેઠ કરતા વાણોતર વધ્યા.
ભણીભણીને ઊતર્યો, ગુરુજીના મોંમાં મૂતર્યો.

૩૦૯. ગામડે ભેંસ ને ઘેર ઝગડા.
પેટમાં છોકરું ને નામ પાડો 'હીરો.'
ભેંસ ભાગોળે ને છાશ છાગોળે.

૩૧૦. કન્યા અને એઠું ધાન વાસી[3] ન રખાય.
દીકરીના બાપને ઊંઘ ન આવે.
પેટી રખાય પણ બેટી ન રખાય.

૩૧૧. કુંવારી કન્યાના સો વર ને સો ઘર.
વરને ટીકાવ્યો[4] ન હોય, ત્યાંસુધી કાન કુંવારો.

૩૧૨. લક્કડકે લાડુ ખાયગા વો પસ્તાયગા, નહિ ખાયગા વો ભી પસ્તાયગા.

---

૧ કીસબ-હુન્નર, કળા, વિદ્યા વગેરે બધુ જ છૂટથી ન શીખવે તે.
૨ વારણ-મંત્રાદિથી કરેલા કામણ કે મારણને બીજા મંત્રથી હઠાવવાની વિદ્યા. ૩ વાસી-ઠંડું, રાતવાસો.
૪ ટીકાવવું-ચાંલ્લો કરવો, બાજઠમાં પોખવું

કુંવારો કોડે મરે ને પરણ્યો પીડાએ મરે.

૩૧૩. ગામને મોંએ ગરણું ન બંધાય.
કૂવાને મોઢે ઢાંકણુ દેવાય, પણ ગામને મોઢે ઢાંકણુ ન દેવાય. જગત જિતાયું નથી.
ખલકકી હલક, કિસીને બંધ કિયા હે?
મારનારનો હાથ ઝલાય, પણ બોલનારની જીભ ન ઝલાય.

૩૧૪. મનમાં પરણ્યા તે મનમાં રાંડયા.
કૂવાની છાયા કૂવામાં જ રહે.
ઘડાનું અજવાળું ઘડામાં જ રહે.
દરની માટી દરમાં સમાયે.

૩૧૫. કેળાંમાં ખાંડ ને મૂળામાં મીઠું. દુકાળમાં અધિક માસ.
દૂબળા ઘરમાં સુવાવડ સાંઢ.

૩૧૬. રોટી ત્યાં ચોટી× નહિ, ચોટી ત્યાં રોટી નહિ.
ધાનાં ત્યાં પાનાં નહિ ને પાનાં ત્યાં ધાનાં નહિ.
દૂધ ને દીકરા સાથે ક્યાંક હોય.

૩૧૭. ઘી વિના લૂખો કંસાર, દીકરા વગર સૂનો સંસાર.
પૂતહીનકા ઘર સૂના, વિદ્યાહીનકા હૃદય સૂના, દરિદ્રીકા સબ સૂના. બાળા તેના શા દુકાળા?
જેને ઘેર પારણું તેનું શોભે બારણું.

૩૧૮. કોઈના પેટ ઉપર પગ મૂકવો નહિ.+
પીઠ ઉપર મારીએ, પણ પેટ ઉપર ન મારીએ.
વહેતી ગંગામાં પગ મૂકવો નહિ.

× ચોટી–ચોટીવાળા છોકરા. + રોજી ન છીનવી લેવી.

ચઢતી દેરડી– પાડવી નહિ.

૩૧૯. કુંભાર રીસે બળે ત્યારે ગધેડીના કાન ઉમેળે.
અકર્મી માટી રાંડ પર શૂરો.
આઈનો ખાર બાઈ ઉપર કાઢવો.
શોકના ખારે ધણીનો ખાટલો હગી ભરવો.
દીવાની દાઝે કોડિયાને બચકાં ભરે.
નબળો સિપાઈ ઢેડવાડે શૂરો.

૩૨૦. કોઈની હવેલી જોઈ આપણું ઝૂંપડું ન તોડી પડાય.

૩૨૧. ઉકરડામાં સાંઢ મૂતર્યો, તે શું જણાય?
કોગળે દવ હોલાય નહિ, ફૂંકે વાદળું ખસે નહિ.
બોવાળા તોડે મડાં હળવાં થાય નહિ.
ઘોડે ગયું તે ગધેડે પાછું વળે નહિ. લોઢી ઉપર ત્રચકો.×
મણનાં તૂટ્યાં શેરે સંધાય નહિ.
ચૂંટીઓ ખણ્યે વેર વળે નહિ.
ખાલખોસના* ઘાથી દુશ્મન ગાંજે નહિ.

૩૨૨. એ તો કાળો નાગ છંછેડવાનું કામ છે.
સાથીને ઘેર ભાલુ છે. ધારાળાનુ વેર છે.
હાથી આગળ પૂળો છે.
દાંત ખાટા થાય તેવું કામ છે વાઘને કૂલે મધ છે.
એ કંઈ મૂઆનો માલ નથી.

૩૨૩. મોં ખાય ને આંખ લાજે.

– દેરડી–દહેરી. × ત્રચકો–આગળીવડે પાડેલું પાણીનું ટીપું. તે કંઈ તપેલી કે લોઢીને ઠંડી ન પાડી શકે.
* ખાલખોસ–માત્ર ખાલ ચામડી જ ચિરાય–ખોસાય તેવો.

પેટમાં જેનું અન્ન પડ્યું, તે કોક કાળે ફળદાયકા.
કોળિયાનું માથું નીચું જુએ, ડાંગનું માથું ઊંચું જુએ.
૩૨૪. ખાધે રાજાના ભંડાર ખૂટી જાય. બેઠાથી બેગાર× ભલી.
૩૨૫. અનેનાં તો તનેનાં.
પેટમાં ન મળે રોટીઆં, સબ બાતાં ખોટીઆં.
૩૨૬. છાશ લેવા જવું ને દોણી સંતાડવી.
નાચવા જવું ને ઘૂમટો તાણવો.
માગણ ને મોંનો મોળો.
શોખને અને શરમને બને નહિ.
૩૨૭. મરતો નથી ને માંચો મૂકતો નથી.
મેલડીનો ચેપ. ચીકણો ગુંદ જેવો.
૩૨૮. ઘોડી પાછળ વછેરું.
ખિસકોલી હાલે, ત્યારે પૂછડી પણ હાલે.
બાવો નાચ્યો, એટલે બાવલી પણ નાચી.
મિયાં બોલ્યા ત્યારે દાઢી પણ હાલી.
સોય પાછળ દોરો.
૩૨૯. ખોટો તોપણ ગાંઠનો રૂપિયો. ભાગ્યું તો યે ભરૂચ.
ઘેલો તોપણ પેટનો દીકરો. બાંકો પણ માંકો.+

[એક મારવાડી પોતાની મૂછનો વાળ ઘરેણે મૂકી રૂપિયા વ્યાજે લેવા ગયો. શાહુકાર કહે: 'આ વાળ વાંકો છે.' ત્યારે મારવાડી ઉપરની કહેવત બોલે છે; અર્થાત્ વાંકો વાળ છે પણ મારી મૂછનો વાળ છે: તેવું તેનું અભિમાન જોઈ શાહુકારે લાખો રૂપિયા આપ્યા અને તે થોડા જ વખતમાં વ્યાજ સાથે પાછા પણ આવી ગયા.]

× બેગાર–મજૂરી. + માંકો–મારો.

૩૩૦. જેને કોઈ ન પરણે તેને ખેતરપાળ પરણે.
નકટીનો વર જોગી.
તલનુ ઘરાક ઘાંચી. લાકડે માંકડું વળગાડવું.
ખુદાને બનાઈ જોડી, એક અંધા ઓર દૂસરી ખોડી.

૩૩૧. મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જશો.
કાળ જાય પણ કલંક ન જાય.
કાળ જાય ને કહેણી રહી જાય.
વે પાણી મુલતાન ગયાં.×

૩૩૨. ગોપાભાઈની ગોપવણી ને પાગ બાંધે ઉપરણી.
વાહ વાહ રે! મિયાં બાંકે, ડગલીમેં સો સો ટાંકે.
ઇધર મત આઇયો, ભાઈ, ઓઝલકી બીબિયાં ઘાસ કાટતી હે.
'આજે સેવો ખાધી છે' કહી દીવેટ ચાવી ગયા.

[ એક ઘસાઈ ગયેલા ગરાસિયા પાસે મૂછે ચોપડવાનું પણ તેલ નહિ, એટલે દીવામાંથી દિવેલ લઈ મૂછે લગાવ્યું. સાથે દીવેટ આવી તે મૂછમાં ચોંટી રહી. બહાર નીકળ્યા ત્યારે સામા મળનાર માણસે પૂછ્યું: 'આ શું ચાટયુ છે?' ત્યારે ઉપર પ્રમાણે જવાબ આપી, વટ રાખવા માટે દીવેટને પણ સેવનો તાતણો ગણી, ખાઈ જવી પડી.]

૩૩૩. ગધેડા પર અંબાડી, પીંઢાર* ઉપર ટીપણી.
ધૂળ ઉપર લીંપણુ. ÷

૩૩૪. ગાય દોહીને કૂતરીને પાવું. કુપાત્રે દાન કરવું.
ગધેડા આગળ ક્રો ભેળાવવી. શેકીને વાવવું.÷

× અર્થાત્ પાછાં ન આવે. * પીંઢાર—માટીનું ચણતર.
÷ ઊગે જ નહિ.

૩૩૫. ગમે તેમ સૂઓ, ગાં– ખાટલા વચ્ચે.
નાચીખૂંદી પગ સામે જોવું.
ગાયનાં શિંગડાં ગાયને ભારે.
હરીફરીને હડફે+ હાથ.
તાણ્યો વેલો થડે જાય.

૩૩૬. દેખાય છે ગરીબ પણ બહાર છે એટલો ભોંયમાં છે.
દેખાય છે દેડકો પણ માંહેથી કાળો નાગ.
ગરીબને ગાં–માં દાંત હોય.
ટૂંકી ગરદન, કમ પેશાની, હરામજાદેકી યે નિશાની.

૩૩૭. ગરીબનું ખાય તેનું સત્યાનાશ જાય.
ગરીબના પૈસા તે લોહીના ઘૂંટડા.
ગરીબને મારે તેનું જાય આડે બારે.

૩૩૮. ઢોરના ચાવ્યામાં કૂચો રહે, પણ લોકના ચાવ્યામાં કૂચો પણ ન રહે.
ઘંટીના ગાળામાં બચે, પણ લોકના ચાવ્યામાં ન બચે.
કંચાયા સારા પણ વંચાયા ખોટા.

૩૩૯. ગરીબ ગમારમાં ખપે. પૈસાદારની શરમ પડે.
ગરીબ બોલે તે ટપલા પડે ને મોટા બોલે ત્યારે તાળીઓ પડે. મોટાની પાંચશેરી ભારે.
સારાને સાગમટે* નોતરાં, ગરીબને કોઈ ગણે નહિ.
મોટા કહે મોવાળાની ભાજી, શ્રોતા કહે સૌ– હાજી, હાજી.

+ હડફો–પૈસાનો ગલ્લો. * સાગમટે–સહકુટુંબ.

૩૪૦. ફાટેલે લૂગડે ને ઘરડાં માબાપે લાજ શી ?
ગરીબી કંઈ ગુનો નથી.

૩૪૧. મનવિનાનું મળવું ને ભીંતેભીંતે ભટકાવું.
મન હોય તો માળવે જવાય

૩૪૨. લગ્ને લગ્ને કુંવારો.
તળાવે તરસ્યો ને વેળાએ ભૂખ્યો.

૩૪૩. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય.
ગામ હોય ત્યાં ઉકરડો હોય. રંધાય ત્યાં ગંધાય.

૩૪૪. જાનમાં કોઈ જાણે નહિ ને હું વરની ફોઈ.
નહિ ત્રણમાં, નહિ તેરમાં ને નહિ છપ્પનના મેળમાં.
પાદર સૂકું ને સિસકારા શા ?
ગાડા તળે કૂતરું, તે જાણે બધો ભાર હું તાણું છું.
ટિટોડી પગ ઊંચા રાખીને સૂએ, તે એમ ધારે છે કે આકાશ મારા પગ પર અદ્ધર રહ્યું છે.
દાતણ કરતાં ડોકું હલાવ્યુ, તે જાણે મને માનીતી ગણી.

૩૪૫. મરદની ગીરદ+ મારી, નામર્દનો છાંયડો ખોટો.
ધણી ધારવો તો ધીંગો ધારવો.
હાથી વગર દરવાજો તૂટે નહિ.
પારો લોયમાં દાટો પણ ફોડીને નીકળે.

૩૪૬. દાધારીંગુ÷ દવ બાળે ને પાળનારનો ભવ બાળે.

૩૪૭. ગાય-બકરાંના વાડા હોય, સિંહના નહિ.

+ ગીરદ—ગીર્દ—ગરદ, રજ.
÷ ગીરદ-દાધારીંગુ—ઠેકાણાવગરનું, ગાંડા જેવું.

સિંહને સંગાથ નહિ, મહાત્માને મઠ નહિ.
ખરા સંત તે રમતારામ.

૩૪૮. રામની રક્ષા ને ભીમનો દોરો. સદકે જાઉં.[1]
ચાંદો સૂરજ તપે ત્યાં લગી તપો. જુગજુગ જીવો.
ના મા, તારી સો બલા જા.

૩૪૯. ગાંઠનું ખાવું અને ગાંડા સાથે જવું.
ખાવાનાં ગોખરું ને માંહે કાંટા.
ગાંઠનું ગોપીચંદન ગુમાવવું.

૩૫૦. હાથીએ હાથી લડે ને વચ્ચે ઝાડનો ખો.
પાડે પાડા લડે ને ઝાડનો ખો.
મોટા લડે ને રાંકની ખરાબી.
તાંબા-પિત્તળનાં ઠામ અથડાય ત્યારે ગોબા પડે,
માટીનાં અથડાય તે ફૂટી જાય.

૩૫૧. ગોળ નાખે તેવું ગળ્યું થાય.
હાથ મીઠો કે હાટ મીઠું ?
જેવી તારી ઢોલકી, તેવો મારો તંબૂરો.
જેવાં ભાઈનાં મોસાળાં, તેવાં બે'નનાં ગીત.
જેવા મિયાંના કોદરા, તેવો ખૂનો વઘાર.
પસલી ભાઈની ને આશિષ બાઈની.

૩૫૨. સ્ત્રી વગર સૂનો સંસાર. સૂનું ઘર શ્યામા વિના.
ઘરનું ઢાંકણુ નાર.

૩૫૩. દરિયામાં રહેવું ને મગરમચ્છથી વેર.

---

૧ મીટડાં કે ઓવારણાં લઉં.

ગામમાં રહેવું ને પટેલથી વેર.
બત્રીસ દાંત વચ્ચે જીભને દાંતથી વેર.

૩૫૪. છતે પૈસે ભિખારી. કુંભાર સાજે હાંલ્લે રાંધે નહિ.
કૂકડી માતી– થાય તેમ પૂંઠ સાંકડી થાય.

ઘેર ઘોડો ને પાળો જાય.
ઘેર ફૂઝવું ને લૂખું ખાય.

૩૫૫. કજિયાનું મૂળ હાંસી, રોગનુ મૂળ ખાંસી.
હસવામાંથી ખસવું થાય. મશ્કરીની ખસકરી.
મશ્કરીના ઠઠ્ઠા થાય.

૩૫૬. બીકણ બિલાડી.

૩૫૭. ઘર માંડયું કે ટકાની તોલડી તેર વાનાં માગે.
માંદાની સુવાવડ, હજાર ચીજ જોઈએ.
ઘર ઉખેલી જુઓ ને વિવાહ માંડી જુઓ.

૩૫૮. ટાઢે પાણીએ ખસ ગઈ.
ઢેડ મૂઓ ને આભડછેટ ટળી.
વાએ કમાડ દેવાઈ ગયાં.
એક કાગડો મરે ને સો ગાયોનાં શિંગ ઠરે.
ભૂંડો મૂઓ ને ભાવટ+ ગઈ.

૩૫૯. ઘર દેખી પગ જોરમાં ઊપડે. ઘર ધરતીનો છેડો છે.
ઘર ગયાનો કોઠો છે.*

÷ માતી–જાડી + ભાવટ–પીડા, દુ:ખ.
* ગયાજી છેલ્લી જાત્રા ગણાય છે.

ઊંટ મરે ત્યારે મારવાડ સામું જુએ.
પાંચ કોસે પાળો વસે, દસ કોસે અસવાર.
કાં તો નાર કુભારજા, કાં તો કંથ ગમાર.

૩૬૦. ઘરમાં ટકાના ત્રણ શેર ને બહાર તિસમારખાં.
મુલ્લાંની દોડ મસ્જિદ સુધી. પાણીઆરાના મુનશી.
ઘરમાં કંઈ આલે નહિ, બહાર બબ્બે તલવાર બાંધે.
પટેલની ઘોડી પાદર સુધી.

૩૬૧. ઘરડાં વિના ગાંડાં ના વળે.
જેના ઘરમાં ઘરડું નહિ, તેનું ઘર ગધેડે ચઢે.

૩૬૨. ગોર પરણાવી આપે, કાંઈ ઘર ન માંડી આપે.

૩૬૩. ઘરડી ગાય ગોરને આપો. બળતું ઘર કૃષ્ણાર્પણ.

૩૬૪. ઘરડો થાય પણ ચસ્કો ન જાય.
હાલ જાય, હવાલ જાય, ખંદેકા ખ્યાલ ન જાય.
જીવ કંઈ ઘરડો થયો છે?
બુઢ્ઢી ઘોડી લાલ લગામ, ચઢનેવાલા મેં જવાન.

૩૬૫. ઘી ક્યાં ઢળ્યું, તો ખીચડીમાં.
લપસ્યા તો યે ગંગામાં. ઢોર ગયું તે ધણીને ઘેર.

૩૬૬. એક તરફ રામ, એક તરફ ગામ.
અરધમાં રામ ને અરધમાં ગામ.
સો દહાડાની પાવસ,* એક દહાડાની વાવસ.×
હાથીને હૈયા સમું, તે ગધેડાને ગળાબોળ.

---

* પાવસ–પ્રાવૃષ, વરસાદ. × વાવસ–વા વાય તે, ઉઘાડ; અર્થાત્ સો દહાડા સુધી વરસેલા વરસાદનો ભેજ જમીનમાંથી એક દહાડો ઉઘાડ નીકળે તો જતો રહે.

મિયાં ચોરે મૂઠે ને અલ્લા ચોરે ઊંટે.
શ્રીમાનનો કચરો તે ગરીબનો પેટવરો.[1]

૩૬૭. ધણી–ધણિયાણી રાજી, તો કયા કરે મિયાં કાજી?
ઘી–ખીચડી એકનાં એક, પાપડ બેઠો દેખ.
દહાડે આવે ડાંગે ને રાતે એકનાં એક.
બીબી લડતી હે, ઝઘડતી હે;
લેકિન્ ઘરકી ખબર રખતી હે. વૈદગાંધીનું સહિયારું.

૩૬૮. ઘેરઘેર માટીના ચૂલા. બધાંનાં ઘર ગારે લીંપેલાં છે.

૩૬૯. ઉંદર ઘરઘરના પરોણા. ઘેલીનાં ઘેરઘેર સાસરાં.

૩૭૦. મખ્ખીચૂસ. તેલમાં માંખ પડી હોય તો નિચોવે.
પાઈને માટે મકકે જાય. દમડી માટે દમણ જાય.
પાઈ માટે નિંભાડે આગ મૂકે.
ચમડી તૂટે પણ દમડી ન છૂટે.

૩૭૧. ખાપરો કોડિયો બે ભાઈ.[2]
ચંદુમંદુની જોડી. ચોરનો ભાઈ ગંઠી છોડ.
સિદ્ધ ને સાધક થઈ મુલક મૂંડ્યો.
વાડીમાં પેસી નાળવે નીકળે તેવો છે.
એકબીજાને પગે બાંધી ઊડે એવા છે.

૩૭૨. અણબોલાવ્યો બોલે તે તણખલાની તોલે.
સોબત જોઈને સાસરે ગઈ ને નેવાં ઝાલી ઊભી રહી.[3]
સોનાની ઝાલ[4] પાણીમાં ન નાખવી.

---

૧ પેટ ભરાઈ રહે. ૨ કોડિયો અને ખાપરો–બે બહારવટિયા હતા. ૩ કોઈએ ન બોલાવી. ૪ ઝાલ–કાનનું ઘરેણું.

